॥ શ્રી ગણેશાય નમઃ ॥

# શ્રી સરસ ગીતા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બાઇ પુરબાઇ તે ઠક્કર મોનજી લક્ષ્મીદાસની વિધવા.

ખોપરાની દુકાન.

॥ શ્રી ગણેશાય નમ ॥

# શ્રી સરસ ગીતા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બાઇ પુરબાઇ તે ઠક્કર મોનજી લક્ષ્મીદાસની વિધવા.

ઠે૦—નલબજાર, ખોપરાની દુકાન.

કિંમત અમૂલ્ય.

સંવત ૧૯૮૦ સને ૧૯૨૪

# ॥ ૐ નમઃ શ્રી રામચંદ્રાય ॥

## ॥ ચોપાઈ ॥

ગુરુજીનું ધ્યાન ધરી હરિગુણ ગાઈશું,
પ્રિત્યે રસ પ્રેમ કથા પ્રેમીને પાઈશું ॥ ૧ ॥

આગે જન અનેક થયા વાણી વિસ્તાર છે,
લીલા રસ સિંધુ સુધા અનંત અપાર છે ॥ ૨ ॥

ઝીલા જન મુક્ત થઈ અમે અભિલાષમાં,
તેણે રસ પુરણ પીધો છકયા તે છાકમાં. ॥ ૩ ॥

જથા મતિ જેવી જેની તેવું તે ઉચર્યા,
ભજ્યા જે ભક્તિ ભાવે તે તો નિશ્ચે તર્યા ॥ ૪ ॥

ઉદ્ધવના માન માટે વિચાર્યું કૃષ્ણજી,
એને વ્રજ મોકલ્યું વેગે પોતે કર્યું પ્રશ્નજી ॥ ૫ ॥

માતાને પુત્ર પ્રિયે પુઠે ફરે ન્યાલવા,
ઉપાય અનેક કરે રોગને ટાલવા ॥ ૬ ॥

એવા જન હરિને વાહલા જાળવે જોઇને,
જરા અભિમાન આવે નાંખે વિષ ઘોઇને ॥ ૭ ॥

ઓધવ એક અમારી ચિત્ત ધરો વાતડી,
વૃંદાવન રાસ રમ્યા સરદની રાતડી ॥ ૮ ॥

તે તો સુખ સાભરે મુને તમને તે શુ કહુ'
જાણે તે વ્રજની નારી મન સમજી રહુ ॥ ૯ ॥

ગોપીજન આત્મા મારો નિમેખ ન વિસરે,
મુજને મળવા માટે સહુ સુના ફરે ॥ ૧૦ ॥

તેહને જ્ઞાન કરી ઘણુ સમજાવજો,
સઉના સશે ટળે એવુ કરી આવજો ॥ ૧૧ ॥

સ. ગી.
૫

મારા માત તાત કહીયે જસોદા નંદજી,
તેણે બહુ લાડ લડાવ્યા અતિ આનંદજી ॥ ૧૨ ॥

વ્રજ જન સહુ સ્નેહી ચિત્તમા ચાહે છે,
અમો જે દિનના આવ્યા દુખી તે થાય છે ॥ ૧૩ ॥

આવ્યા અમો અવત્ર ફરી ફરી ગયા નહિ
વિયોગે પિડા પામે સુખ આપો જઈ ॥ ૧૪ ॥

મુગટ કુંડલ માલા આભુષણ અંગના,
નિજ રથ બેસવા આપ્યો ચિન્હ શ્રીરંગના. ॥ ૧૫ ॥

॥ સાખી ॥

ઓધવને આપી આજ્ઞા વેગે કરો વ્રજ પ્રવેશ,
પ્રેમ સ્નેહી સુંદરી તેહને આપો જઇ ઉપદેશ ॥ ૧૬ ॥

તમો સર્વજ્ઞ સુધીર છો જ્ઞાનવાન પ્રમાણ,
પ્રમોદો વ્રજ જોષિતા ઓધવ ચતુર સુજાણ ॥ ૧૭ ॥

## ॥ વિશ્રામ ॥

ઉધવે આજ્ઞા માગી રથે બેઠા જઈ,
વેગે વૃજ પથે પળ્યા જોવાની ઇચ્છા થઈ ॥ ૧ ॥

સંધ્યા સમે સુરભિ સંગે સુખે તહા આવિયા,
જસોદાયે દીઠા જ્યારે ભલા મન ભાવિયા ॥ ૨ ॥

નંદજી ભેટ્યા ભાવે આસન આપીયા,
દયા કરી દીન જાણી દુખડા કાપિયા. ॥ ૩ ॥

શંકરપણ શ્યામ સુખી કહો તે શું કરે,
ઉગ્રસેન આદ્યે જાદવ કેહેના આનંદ વરે ॥ ૪ ॥

સ ગી.

૭.

ઉદ્ધવ કહે સર્વે સુખી તમ પ્રસાદથી,
જેમ ગજ વૃંદ નાસે સિંહના નાદથી ॥ ૫ ॥

તેમ દુઃખ દીર્ઘ નાઠા દીઠા હલધર હરી,
મધુપુર નારિ નર સુખે શોભા ધરી ॥ ૬ ॥

નંદ આનંદ પામ્યા સુજસ સાંભળી,
એ જેને ભેટ્યા ભાવે તેની વેળા વળી ॥ ૭ ॥

રુડી રસોઇ કીધી જસોદાયે જુક્ત શું,
ભાવે નિશા ભોજન કીધા સાકર દુધશું ॥ ૮ ॥

પ્રેમ પલંગ બિછાવી બેઠા બીડા કરે,
અન્યોઅન્ય ઉધવ નંદ લેઇ સુખમા -રે ॥ ૯ ॥

જસોદા પુછે પિત્યે ખબર લાલની,
જાદવ જુક્તીશું જાણે ગતિ ગોપાળની ॥ ૧૦ ॥

સરૂપવતી કીધી કંસની સેવકી,
બહુ બડભાગી કહીયે વસુદેવ દેવકી ॥ ૧૧ ॥

એના અટપટા લક્ષણ બાલપણે બહુ,
વ્રજ વધુ સર્વે સાખ્યું હેતે હસિયા સહુ ॥ ૧૨ ॥

અમે પુત્ર ભાવે ભાળ્યો ઓઢણી ઓઢતો,
પ્રિત્યે પયપાન કરી પારણે પોઢતો ॥ ૧૩ ॥

એણે સ્તનપાન કરી મારી તે પુતના,
કઈના પ્રાણ હર્યાં કંસના દુતના. ॥ ૧૪ ॥

સકટાસુર અસુર એવો આવ્યો અમો બારણે.
અમે તો કાંઈ ન જાણ્યું પોઢાડયો પારણે ॥ ૧૫ ॥

તેને પદપ્રહાર કરી પ્રાણ હેલામાં હર્યાં,
કાગાસુર આવે દહી પાપી પ્રલે કર્યાં ॥ ૧૬ ॥

મને ગર્ગાચાર્યે કહ્યું તે તો સર્વે થયું,
માયાના આવર્ણે માટે અમો કાંઇ નવ લહ્યું ॥ ૧૭ ॥

એકવાર નયણે નિરખું કેશવ રામને,
કહીયે કિરતાર્થ કરો ગોકુળ ગામને ॥ ૧૮ ॥

એમ કહી આંખું ભરી આસુંડા આવિયા,
અમો તપ ઓછા કીધા પાછા કળપાવિયા ॥ ૧૯ ॥

ઉધ્ધવ કહે એમ ન કીજે તમે તો જાણું છો,
એ તો હરી અંતરજામી તેઓના પ્રાણ છો ॥ ૨૦ ॥

તમારા ભાગ્ય ભલા પુન્યનો પાર નહીં,
તમે તો નયણે નિરખિ લીલા અવતારની ॥ ૨૧ ॥

## ॥ સાખી ॥

પરસ્પર ગોષ્ટી કરી ઉદ્ધવ ને નહસાય,
હરિના ગુણ સભારિને પ્રેમ મુદિત મન થાય ॥ ૨૨ ॥
કૃષ્ણ કથા આનદમયી સિંધુ સુધા સુખશરીર,
પ્રેમ પુનિત તે પામશે કૃપા કૃષ્ણ જદુવીર ॥ ૨૩ ॥

## ॥ વિશ્રામ ॥ ૨ ॥

સૂક્ષ્મ રજની રહી વીતી ગઇ વાતમા,
જાગી સહુ જુવતિજન મન પ્રભુનાથમા ॥ ૧ ॥
મઈ વલોવા લાગિ સર્વે સુદરી,
ગોપી ગુણ ગાન કરે રસ ભાવે કરી ॥ ૨ ॥
રાગ સારગ આલેપે ભેરવી ભાસમા,
કોકિલા કઠ સ્વર પુરે અસે આભલાખમા ॥ ૩ ॥

ઉચે સ્વરે ઉચરે એવુ આનંદે ગાઇને,
અક્રૂર કૃષ્ણ બાળસ્નેહી ગયા કામ વાઇને ॥ ૪ ॥

નૌતમ નાદ તણી શબ્દ ધ્રુની થાય છે,
ઉદ્ધવ આનંદ પામ્યા જમુના તટ જાય છે ॥ ૫ ॥

આવ્યા રવિ તનયા તીરે સુખ પામ્યા ઘણું,
તનમન મજન કરિ ધ્યાન ધર્યું હરિ તણું ॥ ૬ ॥

સખી એક સદન થકી બારણે નીસરી,
રથ નંદદ્વાર દીઠો જોયુ જુક્તે કરી ॥ ૭ ॥

અક્રૂર આવ્યા હુતા આવો રથ લેઇને,
સુખ સમસ્ત સમેટ્યુ ગયા દુખ દેઇને ॥ ૮ ॥

રથ શે અર્થે આવ્યો વળી શુ વીસર્યું,
જીવન પ્રાણ જાતા પછે શુ ઉગર્યું ॥ ૯ ॥

સ. ગી.

૧૨

અન્યોઅન્ય વાત જાણી આવી સહુ સુંદરી,
પ્રિત્યે જશોદાને પુછે આવ્યા શું શ્રીહરી. ॥ ૧૦ ॥

એટલે ઉદ્ધવ આવ્યા જમુના નાહને,
હરિના જન જાણી નમી પાયે ધાઇને. ॥ ૧૧ ॥

જેવા જુગદીશ કહિયે એવા જન એહના,
રૂપ ગુણ વરણુ એવો સુભાવે તે દેહનાં ॥ ૧૨ ॥

મુસ્તકે મુગટ સોહે તેજ ઘણુ તે તણું,
તિલક કેસર તણુ સુંદર શોહામણુ ॥ ૧૩ ॥

જગમગ ઝલકી રહ્યા કુંડલ કાનમાં,
નેત્ર દલ કમળ જેવાં લાગી પલ ધ્યાનમાં. ॥ ૧૪ ॥

પ્રફુલિત પ્રસન વદન શરદ કેરો શશી,
નિરંતર એક હરિ રહ્યા રુદયે વસી. ॥ ૧૫ ॥

ઉરે અતર ઓપે માલા મુક્તાનણી,
પિતાબર અગ વર્યા શોભા દીસે ઘણી. ॥ ૧૬ ॥

ભુજે ભલા ભૂષણ ધર્યા રુડા કર રાજે છે,
જોઈ પદ જુગલ છબી મનમથ લાજે છે ॥ ૧૭ ॥

ગોપી કહે ભલે આવ્યા સખા છો શ્યામના,
લોક તો લાઠીયાં વસે છે ગોકુલ ગામના. ॥ ૧૮ ॥

મુખે તો મીઠું બોલે મેલ ઘણો મનમા,
જુવો અમે સગ કર્યો મેલ્યા મહા વનમા ॥ ૧૯ ॥

॥ સાખી ॥

ઉદ્ધવોકહે અમે આવીયા, નિશાનિ ગમિ એક,
માહારાજે મુને મોકલ્યો કહેવા જ્ઞાન વિવેક ॥ ૨૦ ॥

શોક ન ધરશો સુંદરી, પ્રભૂ સદા તમ પાસ,
દ્વિત્ ભાવને પરહરો, રાખો દ્રઢ વિશ્વાસ ॥ ૨૧ ॥

## ॥ વિશ્રામ ॥ ૩ ॥

મને શ્રીકૃષ્ણે કહ્યુ કહુ તે કામની,
ભ્રમણા મનની મુકો ભજો હરિ ભામની ॥ ૧ ॥

હરિના હેતુ છો તમે સહુ તારુણી,
નિર્મળ નામ ગ્રહો તજો વિખ વારુણી ॥ ૨ ॥

ઉષ્ણ ઉદક જેવો આ સંસાર છે,
તેમા એક તત્વ મોટુ સમજ સાર છે ॥ ૩ ॥

જે જને તન તપાસ્યુ તેહના સંશે ટળ્યા,
પ્રણવ ધ્યાન ધરિ ભાવે હરિમા ભળ્યા ॥ ૪ ॥

નિરંજન વેદ ગાયો તે તો ઘટમા વસે,
એક દ્રષ્ટે જોશો જ્યારે દુખ બધાં જશે ॥ ૫ ॥

ભીન્નભાવ ભાગશે જ્યારે બ્રહ્મને ભાળશો,
આત્મા અખડ એનો નિરતર ન્યાળશો ॥ ૬ ॥

મોટા મુની યોગ સાધે જેહને પામવા,
દેહનુ દમન કરે ભવ દુખ પામવા ૭ ॥

સસારમા સુલભ હોયે શાને તપ આચરે,
સુખ સમરથી મુકી સિદ્ધને નિસરે ॥ ૮ ॥

જેહને વૈરાગ્ય વાપ્યો સહુ મુકી ગયા,
ગૃહ અત્ર કુપ તજી જઇ વનમા રહ્યા ॥ ૯ ॥

મોટા મોટા રાજ મુકી ગયા તપ સાધવા,
શિવ સમ સમાન સેવે એહને આરાધવા ॥ ૧૦ ॥

સહસ્ત્ર અઠ્ઠાસી આદે જઇ વનમા વસ્યા,
આત્મા સાધન કરે પ્રગટિ મહા દસા ॥ ૧૧ ॥

સ. ૧૬

માયાનો સગ મુકી ભજ્યા તે ભાવને,
ભાવે તે હરિને ભેટ્યા ભૂલ્યા દેહ ભાનને ॥ ૧૨ ॥

એહવો ઉપદેશ અમારો માનશો માનુની,
તારે મનમાહિ થશે ભાળ ભગવાનની ॥ ૧૩ ॥

પડમા પ્રગટ થાશે ભ્રાંતિ સહુ ભાગશે,
નિજ સ્વરૂપ સાથે જ્યારે લે લાગશે ॥ ૧૪ ॥

અજપા જાપ થાશે જુવો તેને ઝાખીને,
હરખને શોક સહુ દુર દિયો નાખીને ॥ ૧૫ ॥

॥ સાખી ॥

નિજ સ્વરૂપ જ્યારે જુડે, થાયે કલ્પના નાશ;
જેહને હીંડા ખોળતા તેહ તમારી પાસ ॥ ૧૬ ॥

ગી.

ઉંધવ કહે સહુ સાભળો, ચતુરા ચતુર સુજાણ;
પ્રતિત ન આવે પ્રેમદા, તો પુછો વેદ પુરાણ ॥ ૧૭ ॥

## ॥ વિશ્રામ ॥ ૪ ॥

પછે વ્રજ અબળા બોલી રીસ રખે ચડે,
અમો તો જુવતિ જન એવુ કેમ આવડે ॥ ૧ ॥

તમે જે જોગ કહ્યા તમારા કામનો,
અમારો પીડા ન્યારો ગોકુલ ગામનો ॥ ૨ ॥

અરજ એક અમારિ ઉધવ સાભળો
અમારા મનમા વસ્યો સુન્દર શામળો ॥ ૩ ॥

અમે તો નેણે નિહાળ્યો નટવર નાથને,
એણે મોહની લગાડી સહુ વ્રજ સાથને. ॥ ૪ ॥

ધુતારામા ધુત વિદ્યા મુખે શુ વખાણીયે,
એવા અનેક ચરિત્ર અમો સહુ જાણીયે. ॥ ૫ ॥

જસોદા મારવા લેતા ક્રોધ કરિ ઘણે,
તારે નાસિને આવે ભુવન અમતણે ॥ ૬ ॥

કહેશે કોઇ રાખશો મુને મુખે એવુ ભણે,
એહને ઘરમા ઘાલીને રેતા અમો આગણે ॥ ૭ ॥

ભુવન ભીતર પેસી ઉદ્યમ એહવો કરે,
મહિના માટ ફોડી માખણ મુખમા ધરે ॥ ૮ ॥

અમો જ્યારે આવીએ પાસે નાસિને નિસરે.
એણે એવા કામ કર્યાં કુડા કેમ વિસરે. ॥ ૯ ॥

વછના પુછ ગ્રહી ઉઠાડે આમળી,
વળી બાળક જગાડે ધોચે અંગ આગળી. ॥ ૧૦ ॥

એહને ડરે ઉચું કાંઇ મુકીયે સહુ સખી,
અનુપલ ઉપર ચડી પાડે તે તહા થકી. ॥ ૧૧ ॥

એક વાર એમ વિચાર્યું બાધુ કર સાંઇને,
લેઇને જઇ દેખાડુ જસોદા માઇને. ॥ ૧૨ ॥

એક વાર માખણ ખાતા ગ્રહ્યા ગોવિંદને,
હવે કયા નાસિને જશો કહ્યુ કૃષ્ણચંદને. ॥ ૧૩ ॥

તાણી બે હાથ બાંધ્યા ચાલી ચોપે કરિ,
ઉપરે ચિર ઓઢાડી હિંડિ હરખે ભરિ ॥ ૧૪ ॥

નંદરાણી માનતા નોતા જુવો આ બાલને,
ભોવનમાથી માખણ ખાતા ગ્રહ્યા ગોપાળને. ॥ ૧૫ ॥

ઉપરથી અળગુ કીધુ અમર ઓઢયા તણુ,
જુવે ત્યા બાલ પોતાનુ લજ્યા પામિ ઘણુ. ॥ ૧૬ ॥

નેહ નદભોવનમાંથિ દિ'ા હરિ આવતા,
જોતામા જુડી પ‍ી સુ‍નિ સર્વે ત્યા ॥ ૧૭ ॥

અમકુ આ‍ગ ‍ હાવે શા મારે સુ‍રી,
જુવતીનુ જોર ના ચાલે હેતે હ‍શાઆ હુરી ॥ ૧૮ ॥

એવા હરિ આનદ રૂપી અમા જે દિઠડા,
બીજા અનેક ઉપાય લાગે કેમ મિઠડા ॥ ૧૯ ॥

જે જે સુખ અમને આપ્યા તે દુર્લભ દેવને,
બીજુ શુ ‍યાન ‍રૂ તજી અધમેવને. ॥ ૨૦ ॥

॥ સાખી ॥

પ્રગટ રૂપ સુદર વદન, નખ સિખ છબી ઘનશ્યામ,
તે શુ મન અટકી રહ્યુ, ક્ષણુ બગે નહિ આન. ॥ ૨૧ ॥

નાગર નવલ કિશોરશુ, આદિ પુરણ પ્રીત,
અવર વાત આવે નહિ, એહિ અમારી રીત. ॥ ૨૨ ॥

## ॥ વિશ્રામ ॥ ૫ ॥

ઉધવ કહે અબળા તમો એ તે સાચુ કહ્યુ,
એહનુ અકલ રૂપ સહુ ઘટમા રહ્યુ ॥ ૧ ॥

ઓલે તે બીજો નહિ તમમા તેજ છે,
વિશ્વમા વ્યાપી રહ્યો અખડિત એજ છે ( ૨ )

તે તો ભરપુર ભર્યો પડ બ્રહ્માડમા.
જેમ રવી જુજવા દીસે ભાસે બહુ ભાડમા ॥ ૩ ॥

એક અનેક રૂપે બહુ વિધિ બોલતો,
વિધ વિધ વેષ ધરિ દિસે છે ડોલતો. ॥ ૪ ॥

ભિન્ન ભિન્ન ભુષણ બન્યાં કુદન એક છે,
નામ ને રૂપ ન્યારા જોયામા વિવેક છે ॥ ૫ ॥

એક સુત્ર ભાવે જોતાં જેવાં પટ તતુ છે,
સાગર અગાધ અબુ લહેરિ અનત છે ॥ ૬ ॥

અવનિ એક રૂપે બીજા બહુ પાત્ર છે,
અસ્ત્રનુ લોહ કરે શાહુના સહુ સહસ્ત્ર છે ॥ ૭ ॥

જેમ કાંઇ સાકર કેરી બહુ મિઠાઈ કરે,
સરવે સાકર જાણો બીજુ નહિ નિસરે ॥ ૮ ॥

સુરભી સ્વરૂપ ઘણા વરણ વિચિત્ર છે,
તેહનુ પય એક રગે પર્મ પવિત્ર છે ॥ ૯ ॥

એમ તમે આત્મા જાણે અરૂપિ એહ છે,
ઉત્તમ ને મધ્યમ એનો દિઠામા દેહ છે ॥ ૧૦ ॥

કાષ્ટમાં અગ્નિ કૈયે એમ અવિનાશ છે,
સર્વમા સાક્ષી રુપે નિરતર વાસ છે ॥ ૧૧ ॥
કસ્તુરી મૃગમા વસે જોતા વનમા ફરે,
પ્રેમજ્ઞ પાસથી આવે ભુલ્દો ભટકી મરે ॥ ૧૨ ॥

॥ સાખી ॥

એમ સકલ સસારમા, વસે હરિ ભરપુર,
જીવ દશા મેટે નહિ, તેહથી દેખે દુર ॥ ૧૩ ॥
જથારથ જાણ્યા વિના, જીવ દશા નવ જાય,
તીહા લગી ઉપજે કલ્પના, અજ્ઞાને અથડાય ॥ ૧૪ ॥

॥ વિશ્રામ ॥ ૬ ॥

પછે વ્રજગોપી વદે ઉદ્ધવજી ચિત્ત ધરો,
તમે તો એમ કહ્યુ હરિ સભર ભરો ॥ ૧ ॥

સ. ૨૮

તારે દુખ પીડા પામે કોણ જનમે મરે,
એ તો કાંઈ અચરજ મોટું સંશય કેમ નિસરે ॥ ૨ ॥

તારે સે સુખ ન પામે જીવ સંસારમાં
શા માટે દુખમાં ડુબે પ્રાણી બાણુંય રારમાં ॥ ૩ ॥

વળી શ્રી કૃષ્ણ જેવા સર્વે સે નહિ,
ખરેખરી વાત કહો રેશ ધરશો નહી. ॥ ૪ ॥

અમારે અવર બીજુ ચિત્ત આવે નહિ,
સુંદર સ્વરૂપ વિના મન ભાવે નહિ ॥ ૫ ॥

સરોવર સરિતા બહુ ભર્યાં સઘલે સિંધુ,
ચાત્રુક ચાચ ન બોળે પિયે પડતું બિંદુ. ॥ ૬ ॥

સાગરમાં છીપ રહે ઉંડી એકાંતમું,
જરા જળ ભેદે નહિ પ્રિત ગીત સ્વાતમું. ॥ ૭ ॥

ગી.

સ. ૨૫

ગી

જલ વિના દાદુર જીવે મીન જાયે મરિ,
પ્રાણ ગયે પ્રીત ન છુટે ટેક તેહની ખરિ ॥ ૮ ॥

એવી છે ટેક અમારે અબળા સાથને
તનમન સર્વે સોપુ નટવર નાથને ॥ ૯ ॥

પ્રિતની રીત ન્યારી નથી તે પુરાણમા,
પ્રિછો કોઇ પ્રેમ સ્નેહી વીંધ્યા રસ બાણમા ॥ ૧૦ ॥

અમો એને વિયોગે સહુ સુના ફરે,
મન તો મોહન પાસે સાધન શુ કરે ॥ ૧૧ ॥

હતુ મન એક અમારે તે તો હરિયે હર્યુ
ગયુ રસ રુપ માહે ફરી નવ નિસર્યુ ॥ ૧૨ ॥

ઉધવજી પ્રેમની પીડા હશે તે જાણશે,
વિત્યા વિના વેદના કોઇ કેમ પરમાણશે ॥ ૧૩ ॥

## ॥ સાખી ॥

ઉવવ અમો દુખીયા કર્યાં, હિયો છબીલે છેહ,
પેહ્લી પ્રીત વધારીને, પછે પરહર્યાં તેહ ॥ ૧૪ ॥
વિશ્વાસિને વાહાને ઘાત કરે કો કુણ
વળી વચન જે કાવીયુ, દાઝા ઉપર લુણ ॥ ૧૫ ॥

## ॥ વિશ્રામ ॥ ૭ ॥

ઉવવ આવડુ અમો પેહ્લા તો નવ લહ્યુ,
કેને કહીયે સુખમા દાઝા મન સમજી રહ્યુ ॥ ૧ ॥
અમે લોક લાજ તજી એહને ભાવે ભજ્યા,
તોડ્ડુ તરછોડી નાખ્યા તુછ કરી તજ્યા ॥ ૨ ॥
હવે હરિ શીદ આવે સગપણ શુ રહ્યુ,
મધુપુર રાજ્ય મળ્યુ વૃજ વેરી થયુ ॥ ૩ ॥

વળી વિશેષે મળી કંસ દાસી કુબ્જા,
તેહુનો તો સંગ કર્યો ભલા જુગમાં ભજ્યા ॥ ૪ ॥

નવા નવા ખ્યાલ કરી વ્રજમાં ખેલતા,
આધી ક્ષણ અબલા કેરો સંગ ન મેલતા ॥ ૫ ॥

એક સમે ઝીલવા પેઠા હરિ હેરે પડયા,
ચતુરાનાં ચિર ચોરી જઇ કદમે ચડયા ॥ ૬ ॥

જોયું જ્યારે જુવતી જને દીઠા દીનાનાથને,
મનમાં લાજ આવી સહુ સખી સાથને. ॥ ૭ ॥

હરિ હસી બોલ્યા એવું આવ્યો દાવ અમતણો,
કેમ તમે નગ્ન નાયા દોષ ઉપજ્યો ઘણો ॥ ૮ ॥

વરુણ તરુણ તણી મર્જાદા નવગણી,
માટે અપરાધ પડયો અનીતિ એ ઘણી ॥ ૯ ॥

તમે સહુ જુવતિ જન જલથી નિસરો,
રવિને સામા રહી સોસો પ્રણામ કરો ॥ ૧૦ ॥

પછે પટકુલ આપુ પેર્ગીને પરવરો,
વિનતાયે મન વિચાર્યુ કૃશ્ન કહે તે કરો ॥ ૧૧ ॥

મનમા લાજ ધરિ સહુ જલથી નિસરિ,
સત પ્રણામ કરી સુરજ સામી સુંદ્રી. ॥ ૧૨ ॥

પછે સહુ અબર આપ્યા અબલાયે અગે ધર્યાં,
એહના ચરિત્ર એવા કહો કેહવા કર્યાં ॥ ૧૩ ॥

॥ સાખી ॥

અનેક ચરીત્ર છે એહના, કોય ના પામે પાર,
ગોકુલમા લીલા કરી, દિન બાવન વરસ અગીયાર ॥ ૧૫ ॥

વિવિધ વિઘનથી ઉગારીયા, વ્રજ જનને બહુવાર,
જે જે અસુર આવીયા, તેહનો કર્યો સહાર ॥ ૧૬ ॥

## ॥ વિશ્રામ ॥ ૮ ॥

જમલા અર્જુન હુતા નંદજિના ચોકમા,
તેહનો ઉધ્ધાર કર્યો ગયા સુર લોકમા ॥ ૧ ॥

અગાસુર અસુર આવ્યો છાનો છુપિ રહ્યો,
મારગમા મુખ વિકાસી સર્વે ગલી ગયો ॥ ૨ ॥

પછે શ્રીકૃષ્ણે તેહને સારી શિક્ષા કરી,
સુખે સ્વર્ગ લોક ગયો નાવ્યો પાછો ફરી ॥ ૩ ॥

બગાસુર આવી બેઠો કહીયે તે નુ મનને,
જીવન જલ પીવા ગયા ગળ્યા ગોવીંદને ॥ ૪ ॥

ઉદરમાથી અગ્નિ ઉઠી કેમ રાખી શકે,
ચાચગ્રહી ચિરિ નાખ્યો પડયો પૃથ્વી વિષે ॥ ૫ ॥

વછાસુર વૃષભ થઇ આવ્યો કપટે કરી,
તેના પગ સાહિ પછાડયો મુઠ ગયો મરી ॥ ૬ ॥

એકસમે વત્સ ચરાવે જમુના તીરમા,
ભાવે હરી ભોજન કરે સહુ અહીરમા ॥ ૭ ॥

એવે સમે અજ આવ્યા અંતરિક્ષ ઉભા રહ્યા,
બાલ ચેષ્ટા જોઇને મન વિસ્મે થયા ॥ ૮ ॥

વિરચીયે મન વિચાર્યું વછ બંધા હરે,
પછી પ્રભુતાને લેવા ઇ ખોટુ ખરે. ॥ ૯ ॥

મયાનો પડદો નાખી ગોપ કર્યા ગઉ,
આતુરમા જોવા આવ્યા હરીના સખા સઉ. ॥ ૧૦ ॥

એમો વ્રજબાલક સહુ એવુ બોલ્યા હરિ,
મ ડળીની જુગતિ આવી નાવે પાછી ફરી ॥ ૧૧ ॥

એમ ફરી ચુપે ચાલ્યા કર ગેડી ગ્રહી,
જોયા ઘણુ જુક્ત કરિ વછ દીઠા નહિ ॥ ૧૨ ॥

જ્યારે વછ નજર નાવ્યા પ્રભુ પાછા ફર્યા,
માયાપટ ઉપર નાખી સરસા સહુ આવર્યા ॥ ૧૩ ॥

પછે મનમા વિચારી પાછા પેદા કર્યા,
વછ ને ગોવાળ સહુ રુપ તેવા ધર્યા ॥ ૧૪ ॥

એમ બરમાસ વિત્યા બ્રહ્માયે ભાલિયુ,
ચતુર્ભુજ ગોવાલ સહુ એવુ જ્યારે નિહાળિયુ ॥ ૧૫ ॥

અજ આવી પાયે પડ્યા નેહ નદલાલને,
અમે તો સામર્થ્ય નહિ જોવા તમ ખ્યાલને ॥ ૧૬ ॥

સ. ગી
૩૨

અમો અભિમાનિ એગ તમને નવ લહ્યા,
હવે હરી ક્ષમા કરો જે જે આધીન થયા ॥ ૧૭ ॥

તમો તો કૃપાસિંધુ દયા કીજે મને,
કર જોડી વીનય કર્યો બહુ ચતુરાનને ॥ ૧૮ ॥

પછે પ્રભુ પ્રસન્ન થયા સંશય સહુના પરહર્યા,
અજ નિજ ધામ ગયા સુખ સૃષ્ટી કરો ॥ ૧૯ ॥

પછે ગુણ ગાન કરે રુપ રુદે ધરી,
બ્રહ્મા બ્રહ્મ સદન ગયા ચિત્ત લિન્હા હરી. ॥ ૨૦ ॥

એવા કૃષ્ણ કરુણા સિંધુ અમો જે જાણીયે,
કહો કેમ અંતર બીજુ ચિત્તમાં આણીયે ॥ ૨૧ ॥

સ. ગી.

33

## ॥ સાખી ॥

ચિતવિત ચોર્યું અમતણુ, આપ્યુ સુખ અપાર
નિત નૌતમ લિલા કરી, વ્રજમા નદકુમાર ॥ ૨૨ ॥

કમળ નેણ શ્રીકૃષ્ણજી, કોટી કામ છબી અગ,
વિસાર્યા કેમ વિસરે, હ્રદે લાગ્યો રગ ॥ ૨૩ ॥

## ॥ વિશ્રામ ॥ ૯ ॥

પછે વ્રજ વાસી સહુ ઇંદ્ર ઓછવ કરે,
મનમાં મઘવા કેરી સહુ શકા ધરે. ॥ ૧ ॥

ઘરડા ગોપ આવ્યા નદને બારણે,
સહુ સામગ્રી લાવ્યા પુજાને કારણે ॥ ૨ ॥

પ્રભુ નદ પાસે આવ્યા પુછે ઘણુ પ્રીતસુ,
કોહીની તમે પુજા કરો આવી રૂડી રીતસુ ॥ ૩ ॥

નદ કહે ઇદ્ર કેરી સહુ સેવા કરે,
એના પેર્યા પર્જન આવે સુખે સુરભિ ચરે ॥ ૪ ॥

પછે શ્રીકૃષ્ણ કહે સાભળો તાતજી,
સુરપતિ શુ કરે એમા હરીને હાથજી ॥ ૫ ॥

સદા સમિપ રહે સકટ કાપશે,
ગોવર્ધન ઓછવ કરો ઇચ્છા ફલ આપશે ॥ ૬ ॥

વૃજ અને વાત માની કૃષ્ણ કહે તે ખરી,
સહુ ગીરી પાસે ગયા પ્રેમે પુજા કરી ॥ ૭ ॥

અનનો કોટ કર્યો સહુરીથી આણીરે.
પરવતે રૂપ પ્રકાશ્યુ જીવન જાણીને ॥ ૮ ॥

ઉપર સ્વરૂપ થયુ અષ્ટ ભુજ તણુ,
સહુ જને દર્શન કર્યું સુખ પામ્યા ઘણુ. ॥ ૯ ॥

સહસ્ત્ર ભુજ સાથે કાઢયા આરોગ્યા અનને,
પછે પ્રસાદ આપ્યો સહુ ગોપ જનને ॥ ૧૦ ॥

ગિરિ પુજી ઘેર વળ્યા ઉલટ અતિ ઘણો,
સુરપતિયે વાત જાણી ઓછવ ભાગ્યો આપણો, ॥ ૧૧ ॥

બારે તહા મેઘ બોલાવી ઈંદ્રે આજ્ઞા કરી,
જાવો જલ વૃષ્ટિ કરો વૃજપર આદરી ॥ ૧૨ ॥

ગગન ઘટા થઇ કરી ઘણી ગર્જના,
વ્યાકુલ લોક થયા સહુકો વૃજના ॥ ૧૩ ॥

હસ્તિ સમાન પડે બિંદુ મોટા બહુ,
ધાઇ પ્રભુ પાસે આવ્યા વ્રજવાસિ સહુ ॥ ૧૪ ॥

આતે હરિ શુ થયુ ઈંદ્ર કોપ્યા સહી,
અતિ બહુ વૃષ્ટિ થશે જલનો પાર નહી ॥ ૧૫ ॥

ગોપના વચન સુણી વળતા વાહલો વદે,
એનુ અભિમાન ઉતારૂ એવુ વર્યું રૂદે ॥ ૧૬ ॥

ચાલો ગીરી પાસે જઇયે આપણને રાખશે,
આપણો ઇષ્ટ એ છે દરશન દાખશે. ॥ ૧૭ ॥

એમ કરી પ્રભુ ઉઠયા પ્રાણી સહુ પરવર્યા,
આવો ગિરી ઉંચો કીજે એવુ હરી ઉચર્યા ॥ ૧૮ ॥

એમ કહી કર અડાડયો, પર્વત પ્રગટ થયો,
ચોરાશી વ્રજ જન, સઉ ઢાકી રહ્યો ॥ ૧૯ ॥

ગોપી ગૌ ગ્વાલ સહુ સુખે લીલા કરે,
મલારમા મોરલી વાયે ગાયે ઉંચે સ્વરે ॥ ૨૦ ॥

તેમ અતિ વૃષ્ટિ કરી, સાત દાડા સહી,
પાણી પાસેર ન દિસે આચ લાગી નહી ॥ ૨૧ ॥

પર્જન પિડા પામ્યો પાછો ગગન ગયો,
સમાચાર સુરપતિને સહુ માંડી કહ્યો ॥ ૨૨ ॥

મઘવે મન વિચાર્યું આવિ વિને બહુ કર્યો,
હવે દુભ્યા હરી અવટતુ આચર્યો. ॥ ૨૩ ॥

હવે હરિ શરણે જવું કારજ સારશે,
કર્યાં હોય કોટી ગુન્હા દોષ નિવારશે ॥ ૨૪ ॥

પછી કામ દુર્ગા કેડ ઇદ્ર ત્યા આવિયો,
પ્રભુને પાયે પડયો ગદગદ કુઠે થયો. ॥ ૨૫ ॥

પુજા બહુ પેરે કીધી પ્રભુને જાણિને,
સુરપતિએ ચરણ ધોયા ગંગોદક આણિને ॥ ૨૬ ॥

અમો પ્રભુ પ્રિછ્યુ નહિ પ્રગટ તમતણુ,
મારી મરજાદા જઇ લજ્યા પામ્યો ઘણુ. ॥ ૨૭ ॥

ઇદ્રે બહુ સ્તવન કર્યું ત્યારે રીઝયા હરી,
મસ્તક હસ્ત મુકયો કૃષ્ણે કરૂણા કરી ॥ ૨૮ ॥

ઇદ્ર નીજ ભવન ગયો ધ્યાન રૂદે ધરી,
અમર આનંદ પામ્યા કુસમ વૃષ્ટિ કરી ॥ ૨૯ ॥

મઘવાનુ માન મોડયુ બધન કાપીયુ,
વ્રજ આનંદ વધાર્યો અતિ સુખ આપીયુ ॥ ૩૦ ॥

॥ સાખી ॥

સુખ આપ્યુ વ્રજ સાથને નાથ દયાનિધિ જેહ
ગિરીવર ધરી હરી મુગટધર વસો રુદામા તેહ. ॥ ૩૧ ॥

મહા મનોહર રસિકવર નાગર નંદકિસોર,
પ્રેમ સ્નેહી સાંભળો વ્રજ વિનતા ચિતચોર. ॥ ૩૨ ॥

## ॥ વિશ્રામ ॥ ૧૦ ॥

ઉદ્ધવ હરી એક સમે રમે ગેડી દડે,
પોતાની ઇચ્છા થકી ગેદ જમુના પડે. ॥ ૧ ॥
કાલિંદ્રીનો આરો એવો દેખી સહુકો ડરે,
માહે થકી ઝેરતણી જ્વાળા અતિ નીસરે. ॥ ૨ ॥
જોઇને કદમ કેરે વૃક્ષ પ્રભુ ચડયા,
નિર ગંભીર ગાજે પ્રભુ તેહમા પડયા. ॥ ૩ ॥
વૃજમા વાત એવી શ્રવણે સાભળી,
માનુની મહા દુખ પામી સહુ ધરણે ઢળી. ॥ ૪ ॥
જસોદા નંદજીયે કલ્પના બહુ કરી,
સુધબુધ શરીર કેરી સર્વે વિસરી. ॥ ૫ ॥
તારુણી ટોળે મળી આવી તે ઘાટમા,
અબળા રુદન કરે અતિ ઉચાટમા ॥ ૬ ॥

સ ગી.
૪૦

ગા ગોપિ ગ્વાલ સહુ અન્ન જલં પરહર્યાં,
તન ત્યાગ કરીશુ એવુ પણ આચર્યાં ॥ ૭ ॥

પછે પાતાળ માહી વાસે વાહી વાસળી,
સહુને સાતા થઇ પીઠા તારે ટળી ॥ ૮ ॥

નટવર નાગને જીતી ઉપર આવિયા,
કાળીને કુષ્ણ્ગ્રહી બારણે લાવીયા ॥ ૯ ॥

જમના તણે પટે પલગને પાથર્યો,
ઉપર આનદ માહે ટાડવ નાચ કર્યો ॥ ૧૦ ॥

પદને પરસે કરી વિખ સર્વે ગયુ,
અતર નેત્ર ખોલ્યા જ્ઞાન ઘટમા થયુ ॥ ૧૧ ॥

અહો મહા ભાગ્ય મારૂ મુખે કરી શુ કહુ,
હુતો ઘણુ પતિત પ્રાણી મહિમા નવ કહુ ॥ ૧૨ ॥

તેણે તહાં સ્તવન કર્યું બહુ પ્રીતે કરી,
જથારથ જાણી લીલા જેવા હતા હરિ. ॥ ૧૩ ॥

સિંધુ સુતા સેવે સદા ઉપર લેઇને,
તે તો ક્ષણુ એક ન મેલે શ્યામ શરિરને ॥ ૧૪ ॥

એવા પદ કોમળ કહી એ મ્હારે પુસ્તક ધર્યાં,
જેને મુનિ નિત્ય ધ્યાનમા ધ્યાએ અતિ ભાવે ભર્યાં ॥ ૧૫ ॥

એવી બહુ સ્તુતી કરી રીઝયા રૂદે હરી,
તેહને અભેદાન આપ્યુ બહુ કરૂણા કરી ॥ ૧૬ ॥

પછે તેહને આજ્ઞા આપી મુખે એહવુ ભણ્યું,
હવે જા જમુના થકી બેટ સાગર તણે. ॥ ૧૭ ॥

ગરૂડનો ભય નિવાર્યો જા હવે નહિ નડે,
નાગને નિર્ભે કર્યો ચરણ પ્રતાપ વડે ॥ ૧૮ ॥

પછી પરિવાર લેઇ પનગ તે પરવર્યો
જમુના જલ નિર્મળ કર્યું ત્યાંથી નાગ નિસર્યો. ॥ ૧૯ ॥

પ્રાણિઓ આનદ પામ્યા નિરખ્યા નાથને,
આવી હરી ભાવે ભેટ્યા સહુ વ્રજ સાથને. ॥ ૨૦ ॥

અતિ બલ અકલ એમા હરિ હરદે વસ્યા,
કહો કેમ ગોઠે બીજા અવર ઉપાય કશા. ॥ ૨૧ ॥

॥ સાખી ॥

અવર મન ગોઠે ચિતમા જો કરે કોટી ઉપાય,
રૂદે કમળમા રમી રહયો સદા રસિક યદુરાય ॥ ૨૨ ॥

નદ નદનસુ નેહ અતિ નિમેખ ન વિસરે તેહ,
નેન ચકોર વત સુદરિ ચદ ચતુર વર એહ ॥ ૨૩ ॥

## ॥ વિશ્રામ ॥ ૧૧ ॥

ઉવવજી ચિત્ત અમારૂ એણે ચોર્યું સહી,
એહના સ્વરૂપ વિના બીજુ ગોઠે નહિ ॥ ૧ ॥

એક સમે સુરભિ જોવા નંદજી નિસર્યા.
હરીજીયે રૂદન કર્યું પુંઠળ પરવર્યા ॥ ૨ ॥

આનંદ કુંજમા આવ્યા શોભા દિસે ઘણી,
તહા ભ્રખુભાન સુતા આવ્યા એ વન ભણી ॥ ૩ ॥

નંદની પાસે દીઠા કુંવર કોડામણો,
રંગ રંગ અનંગ છબી સાગર શોભાતણો. ॥ ૪ ॥

રસ બસ રીઝી રહ્યા અન્યોઅન્ય જોઇને,
રૂપ ગુણ લક્ષણ પુરણ રહ્યા મન મોહીને ॥ ૫ ॥

એવે થઇ આભ ઘટા ચમકે દામની,
નંદજીએ પાસે બોલાવી ભાવે કુંગી ભામની. ॥ ૬ ॥

લાડડી જાવો, તમો લાલને લેઇને,
અમારે ભુવન સોપો શ્યામ સ્નેહીને ॥ ૭ ॥

તમ સુત તેડી જાઉ આનંદસુ અમો,
સંશય તમે શિદને કરો સુખે જાઓ તમો. ॥ ૮ ॥

હરિને હાથે ગ્રહી હિંડી ગજગામની,
મનમા ભાવ ધર્યો ભેટ્યાનો ભામની ॥ ૯ ॥

અલૌકિક કુંડ આવી ફર્યા તરૂ તે ઘણુ,
પ્રભુએ રૂપ પ્રકાશ્યુ પ્રેમે પોતા તણુ. ॥ ૧૦ ॥

અબળા આનંદ પામિ જઇ ચરણે નમી,
મનોરથ મનના થયા શામા સુખમા રમી. ॥ ૧૧ ॥

એવી લીલા અક્રુર એની તારૂણીએ તે લઇ,
સુર સબ જે જે બોલે પુષ્પ વૃષ્ટી થઇ ॥ ૧૨ ॥
એવુ સુખ અમને આપ્યુ કહો કેને હશે,
તે તેઃ હરિ જોઇશુ જય રે સુખ સાતા થશે ॥ ૧૩ ॥

## ॥ સાખી ॥

સુખ સાતા ત્યારે થશે જ્યારે જોઇશુ નાથ,
અમો સહુ સુના ફરૂ પ્રાણ પ્રભુને હાથ. ॥ ૧૪ ॥
ઉદ્ધવ એ તમો જાણશો કેમ જુવે જુવતી એહ,
આયાની આશા કરી રહી હમારી દેહ. ॥ ૧૫ ॥

## ॥ વિશ્રામ ॥ ૧૨ ॥

એહના બહુ બાલ ચરિત્ર સહુ ચતુરા કહે,
બીજાએ તે અકલ કળા સહુ મોટા કહે ॥ ૧ ॥

વ્રજ વિચિત્રલીલા જીવને જે કરી,
તે તો અમો અબળા જાણું રહ્યા રૂદે ધરી ॥ ૨ ॥

નિત નિત નવલ નેહે આગળીએ આવતા,
મનોહર મોરલી વાના ભીતર ભાવતા ॥ ૩ ॥

સંધ્યા સમે સાદ દેતા સુરભિ દોહીને,
વાણામા વાટ જોતા વલોણું વલોઇને. ॥ ૪ ॥

માખણમા સાખર રાખી આરોગવા આપતા,
સાસુડી નણદી આદિ સહુ સતાપતા. ॥ ૫ ॥

દુરીજન લોક લરે સડુ તે સાખતા,
મનમા સમજી રેતા મુખે નવ ભાખતાં ॥ ૬ ॥

મહિ વેચવાને મસે વેગે વનમા જતા,
વાલાનુ વદન જોવા મન વ્યાકુળ થતા ॥ ૭ ॥

સ. ગી

૪૭

દધીનુ દાણ લેવાં મારગમા રોકતા,
રસની રાડ રચે વાલો વૃજયોષિતા. ॥ ૮ ॥

ગોપીનુ ગોરસ પીવા પ્રપચ આદરે,
માનુનીનુ મુખ જોવા ઘુઘટ પરો કરે. ॥ ૯ ॥

અરે તારી સુરત સાદી મટ્ઠી મીઠુ હશે.
અમને આપશો જ્યારે કારજ તો થશે. ॥ ૧૦ ॥

કાને કઠે હાર આપે કુસુમ કેશ કરી,
નયણા કટાક્ષ માહી તનમન લે હરી ॥ ૧૧ ॥

પછી નાર પ્રસન્ન થઈ દધી પાઇ પ્રીતસુ.
હાસ્ય વિનોદસુ થયા એવા રસ રીતસુ ॥ ૧૨ ॥

અમને લાડ લડાવ્યા આનદના ઓઘમા,
કહો કેમ મન પ્રતીતે તમારા જોગમા. ॥ ૧૩ ॥

## ॥ સાખી ॥

જોગ જુગત જોગી કરે, જેણે મન વશ્ય થાય,
મન મોહનસુ મળી રહ્યુ, તેણે જોગ કર્યે કેમ જાય ॥ ૧૪ ॥

અમો રૂપ નિશ્ચે કર્યું, અરૂપ ન આવે ચિત્ત,
દીઠુ તે દલમા વસ્યુ, અણદીઠે શી પ્રીત. ॥ ૧૫ ॥

## ॥ વિશ્રામ ॥ ૧૩ ॥

એક સમે ધેન ચરાવે કૃષ્ણ બળ ભ્રાતજી,
જમુના તીરે આવ્યા સખા સહુ સાથજી. ॥ ૧ ॥

તરુતણી શીતળ છાયા, સુંદર સોહામણી,
કૃષ્ણ બળદેવ બેઠા, ત્રટ જમ્નના તણી. ॥ ૨ ॥

હરી મુખ ઉચર્યા એવુ ભોજન ઇચ્છા થઇ,
મુનીના યજ્ઞમાથી અન્ન લાવો જઇ. ॥ ૩ ॥

આપણુ નામ લેજો ઘણુ અન્ન આપશે,
તમારા વચન તે તો સ્થિર કરી સ્થાપશે. ॥ ૪ ॥

એહવી હરી આજ્ઞા કરી સખા સહુ પરવર્યા,
વેદ ધુન વિપ્ર કરે આવી ત્યા ઉભા રહ્યા. ॥ ૫ ॥

અમને અન્ન સારૂ મોહને મોકલ્યા,
કૃષ્ણ બળદેવ તે તો જમુના તટ રહ્યા ॥ ૬ ॥

સાભળી સર્વે બીના અમને એ નહી ગમે,
તમે તો શુદ્ર શાને, આવ્યા એણે સમે ॥ ૭ ॥

હજુ દ્વીજ જમ્યા નથી, સહુ ટોળે મળી,
તમને અન્ન ક્યાથી જાઓ પાછા વળી. ॥ ૮ ॥

વાડવના વચન સુણી ગોપ પાછા વળ્યા,
આવ્યા શ્રી કૃષ્ણ કને મન રીસ બળ્યા. ॥ ૯ ॥

કૃષ્ણ કહે રીસ શેની જ્યારે આવ્યુ જાચવા,
સહુના શબ્દ સુણી, રુદામા રાખવા ॥ ૧૦ ॥

જાઓ ઋષી પત્ની પાસે આપણને ઓળખે,
તે તો અન્ન આપશે સહી, નહી રાખી શકે. ॥ ૧૧ ॥

સખા એક ચુપે ચાલ્યો જઇ સંભળાવીયુ,
જીવન જમુના કાંઠે, અન્ન મંગાવીયુ ॥ ૧૨ ॥

અબળા ઉઠી ધાઇ સર્વે સુંદરી,
લીલા શાક પાક સહુ બહુ ભોજન ભરી ॥ ૧૩ ॥

જુવતી જાતા જાણી, કંથ આડો ફર્યો,
કયેમ નંદ ગોવાલ સાથે, નેહ નવો કર્યો ॥ ૧૪ ॥

પ્રથમ પરણી કેને, વાત સાચી કહે,
નીશ્ચે તુને નહીં જાવા દેઉ, ઇહા ઉભી રહે ॥ ૧૫ ॥

સ. ગી.

51

વિષ્ણુને લાત મારી એવા મોટા અમો,
એવુ કુળ ઉચુ અમારૂ તેને તજશો તમો. ॥ ૧૬ ॥

અબળા કહે ઉચપણુ, ઘડયુ જેણે દેહ તણુ,
પછી અધમ થઇ દુખ પામે ઘણુ ॥ ૧૭ ॥

ભૃગુજીએ લાત મારી ભલપણુ શુ ર્યુ,
તમને ભીખ મગાવી, હરીનુ શુ ગયુ ॥ ૧૮ ॥

માટે અભીમાન મુકો સ્વામી શરીરનુ,
દર્શન કરવા દીજે મુને જદુવીરનુ ॥ ૧૯ ॥

પતિને હાથ જોડી પાયે પડે પ્રેમદા,
પીઉડા પાલવ મુકો મને થાએ આપદા ॥ ૨૦ ॥

માનુનીએ મન વિચાર્યુ હવે કેમ કીજીએ,
પ્રભુજી પ્રાણ હમારા તાણિને લીજિયે ॥ ૨૧ ॥

એમ કહી હસ્ત આપ્યો પતિના હાથમા,
તનનો ત્યાગ કરી ગઇ સખીના સાથમા ॥ ૨૨ ॥

સર્વે વેલી પહોચી પ્રભુ પાસે ગઇ,
હાથે હરીને જગાડે બીજી વીસ્મય થઇ ॥ ૨૩ ॥

સુંદરી સર્વે આવી આપ્યુ અન્ન આણિન,
નેણ ભરીને નિહાળ્યા જીવન જાણીને ॥ ૨૪ ॥

ભાવે ભોજન કરાવ્યુ પુરણ પ્રીતનુ,
પ્રભુજી પ્રસન્ન થયા, જોઈ રસ રીતસુ ॥ ૨૫ ॥

પ્રેમદાનો પ્રેમ જોઈ હરખ ઘણો નાથને,
અભે પટ હરીએ આપ્યુ અભરણ સાથને. ॥ ૨૬ ॥

તમ પતી તમને નમે એ તો અમને ગમ્યુ,
ચતુર ચીત્ત તમારૂ અમ ચરણે રમ્યુ ॥ ૨૭ ॥

એવા હરી દયા સિંધુ દયા કરો દાસને,
અમે તો વળગી રહ્યા એમના વિશ્વાસને ॥ ૨૮ ॥

॥ સાખી ॥

વિશ્વાસે વળગી રહ્યા, ઉદ્ધવ અમો નિરધાર
એક નિમષ ન વીસરે, નિર્મળ નંદ કુમાર ॥ ૨૯ ॥
અમો અબળાનો આધાર એ, ગોપીવર ગ્રંથ ગવાય,
નિરણું નોતુ ને હતુ તે તોડ્યુ કેમ જાય ॥ ૩૦ ॥

॥ વિશ્રામ ॥ ૧૪ ॥

ઉદ્ધવ એક સમે ચાલ્યા હતા વ્રજમા
શરદની રજની રૂડી વીચાર્યું મન્નમા ॥ ૧ ॥
મોહને મોરલી વાહી અતિ આનંદમા,
વેદ ગુણ ગાન કર્યું છત્રીસે છંદમા ॥ ૨ ॥

સ. ગો.
૫૪

થંભ્યા જળ જમુના કેરા મુકાતરૂ ફુલિયા,
ખગ મૃગ મીન મહા સુરમુર ભુલીયા ॥ ૩ ॥

પ્રેમે પાષાણ ગળ્યા પાણી થઇને વયા,
જગમ જડ રૂપે થાવર ચતન્ય થયા ॥ ૪ ॥

એવી અલબેલે વહાલે વાહી જ્યારે વાસળી,
સુદરી સર્વે સુણી શુદ્ધ તનની ટળી. ॥ ૫ ॥

ઉલટા અગ ધર્યા આભુષણ ભામની,
તન મન ભુલી ગાપી ગોકુળ ગામની ॥ ૬ ॥

અવળા અમર ઓઢયા ઉઠિ વાઠ ચોપમા,
મન તો જઇને ખુત્યુ સુદર સ્વરૂપમા ॥ ૭ ॥

પછે પરીવાર તજ્યા નારી સહુ નિસરી,
સદન સામુ ન જોયુ કોણે પાછુ ફરી ॥ ૮ ॥

જુવતી જુથ મળી વસમસ વાય છે
નેપુર કંકણ કેરી શબ્દ ધુન થાય છે. ॥ ૯ ॥

વૃદ્રાવન વેગે આવિ સર્વે સુંદરી
નટવર નાગર હરિ નિહાળયા નેણ ભરી. ॥ ૧૦ ॥

સનમુખ શીષ નામિ સહુ ઉભી રહી,
અબળા પ્રત્યે એમ વાહલે વાણી કહી ॥ ૧૧ ॥

કહો ક્યમ અર્ધ નિશા આવ્યા સહુ સુંદરી,
માનુની ભુવન તજી ધાયા શુ ચિંતે વરી ॥ ૧૨ ॥

નિજપતી પૂછશે જ્યારે કહેશો શુ કામની,
જુવતિ જામ જુગ વિતિ ગઇ જામની. ॥ ૧૩ ॥

પતિવૃતા ધર્મ પાળો પોતાનો પ્રેમદા,
મારૂ કહ્યુ માનુની માનો સુખ થાશે સદા ॥ ૧૪ ॥

લાજ મરજાદ ન આણી તમો કાઇ તારૂણી,
વેદમા વાત નિંદી પ્રીત પર નર તણી. ॥ ૧૫ ॥
વાલાના વચન એવા શ્રવણે સાભળી,
મનની વિજ ટળી સહુ તનુ ટળી ॥ ૧૬ ॥
ગદગદ કંઠે ગોપી એવુ મુખ ઓચરે,
વિ રાયા વચન બાણુ પીડા પૂરી કરે ॥ ૧૭ ॥
પડશે પડ અમારો પ્રાણ નિશ્ચય જશે,
રસિયા રાસ રમાડો સુખ યારે ગગે ॥ ૧૮ ॥

॥ સાખી ॥

વચન સુણી વ્રજનારના પ્રભુજી થયા પ્રસન્ન,
રાસ રમાડુ રગમા તમને જુવતીજન ॥ ૧૯ ॥
પાસે તેડી તારૂણી આપ્યુ બાહુમાન
અધર મધુર વરી મોરલી કર્યું રશીયે ત્યા ગાન ॥ ૨૦ ॥

## ॥ વિશ્રામ ॥ ૧૫ ॥



રસિયે રાસ રચ્યો રમવા રંગમા,
વિવિધ વપુ ધર્યાં વૃજ વધુ સંગમા. ॥ ૧ ॥
એવી અદ્દભુત લીલા રચિ ભુતળ વિષે,
ઈંદુ આકાશ થભ્યો ચાલી નવ શકે. ॥ ૨ ॥
સખી સુખ સાગરમાંહિ ઝીલે રસ મગ્ન થઇ,
એવે અભિમાન આવ્યુ અબળાને મનમાહી. ॥ ૩ ॥
માનુનીના મનમા હતુ તે તો જાણ્યુ હરી,
અતર ધ્યાન થયા સગે એક સુદરી. ॥ ૪ ॥
ગોપિ સહુ વ્યાકુળ થઇ દીઠા નહિ નાથને,
અતિ દુ ખ પ્રગટ્યુ ગ્રેહ સુદરી સાથને. ॥ ૫ ॥
વાઇ કુમવેલને પૃછે કૃષ્ણ દીઠા કહિ,
મારા મમ મન ખોલીને બોલ સાચુ સહી ॥ ૬ ॥

પ્રેમદા પસે જઇ પુછે મૃગ મોરને,
કહો હરિ દીઠા તમો નંદ કિશોરને. ॥ ૭ ॥

ચતુરા ચંદ્ર પ્રત્યે કહે પૂછું તુને,
હરી કહા દીઠા હોયે તો તુ દેખાડ મુને. ॥ ૮ ॥

વનિતા વ્યાકુળ થઇ સર્વે સુંદરી,
વિપિને ઘરે નાહુ ઘડી આવી ફરી ॥ ૯ ॥

જુવતિએ જોઇ કહાડ્યા પગલા પ્રભુતણા,
જોને સખી ચેન એના જાય છે બેઉ જણા ॥ ૧૦ ॥

માનુનીને માન આવ્યુ સહુથી અધિક અમો,
હરી શુ હાસ્ય કીધુ મુને તેડી તમો ॥ ૧૧ ॥

તારૂણીને તેડી ચાલ્યા તરુવર આવિયુ,
પ્રેમદાને પુષ્પ લેવા એવુ મન ભાવિયુ ॥ ૧૨ ॥

તરૂવર ડાલ ચઢી તારૂ ગુણીએ તે પડી.
ત્યાંહા ટટલતી મેલી હરી ગયા ખસી. ॥ ૧૩ ॥

રહી તહા રૂદન કરે મનમા લાજતિ,
અબળા સહુ તહાં આવી વહે દુખ દાઝતિ. ॥ ૧૪ ॥

તરૂવર ડાળ દીઠી અબળા એકલી,
જુવતી હસવા લાગી પ્રીત નારે ભલી. ॥ ૧૫ ॥

પછે ઉતારી તેને કપડા ત્યારે ટળી,
જમુના તીર આવી સહુ ટોળે મળી. ॥ ૧૬ ॥

વળી ઉપાય રચ્યો પ્રભુ આવ્યા તણો,
પ્રીત્યે હરી પ્રગટ થશે સ્વરૂપ એનુ ભણો ॥ ૧૭ ॥

એક હરી વેશ રચ્યો છબી નંદલાલ તણી,
એક પુતના થઇ આવી તેહને મિથ્યા હણી ॥ ૧૮ ॥

એક જસોદા થઇને બાંધ્યા હરી સાઇને,
થઇ એક જમલાર્જુન તાર્યા તેહને ચાઇને ॥ ૧૯ ॥

એક થઇ નટવર રૂપે ગિરિવર ધારિયો,
એક મલ રૂપ થઇ કંસને મારીયો ॥ ૨૦ ॥

એહવા અપાર ચરીત્ર કર્યા રસ રિતસુ,
એહવું જોઇ હસીયા હરી પ્રગટયા પ્રીતસુ ॥ ૨૧ ॥

સુંદરી સુખ પામી જોઇ મુખ ચંદને,
લોચન પ્રફુલ્લીત અંબુજ આપે આનંદને ॥ ૨૨ ॥

વેણુ ધરિ અધર ઉપર કોટ કળા કામનિ,
પીતાંબર અંગ ધાર્યા દિસે ઘન દામની ॥ ૨૩ ॥

મુગટ શિશ સોહે સુંદર શોભા ઘણી,
કાને કુંડળ ઝલકે જોરે છબી તે તણી ॥ ૨૪ ॥

એહવુ સુંદર સ્વરૂપ હરીનુ અભિનવુ,
સુખ બહુ તે સમાનુ કેમ જાય વરણવ્યુ ॥ ૨૫ ॥
ફરીને રાસ રચ્યો પુરણ પ્રીતસુ,
અબલાની આશા પુરી એવી રસ રીતસુ ॥ ૨૬ ॥
પાયો રસ પ્રેમ પ્રીતે વાલે વ્રજનારને,
માટે અમો મોહી રહ્યા નંદ કુમારને. ॥ ૨૭ ॥
અમારો રસિયો વાલો વસિ રહે રહ્યો,
અમારા મનમા વશ્યા તે તો તમને કહ્યો ॥ ૨૮ ॥

॥ સાખી ॥

ઉધ્ધવ અમારે મનતણો, કહ્યો તમ પ્રત્યે તેહ,
મનસા વાચા કર્મણા, નંદ નંદનસુ નેહ. ॥ ૨૯ ॥
તે તો જરા ન ઉતરે ચડો ચોલનો રંગ,
નેણ બાણ શ્રીકૃષ્ણના ભેદ્યા અંગોઅંગ. ॥ ૩૦ ॥

## ॥ વિશ્રામ ॥ ૧૬ ॥

ઉદ્ધવ એહવા હરી કહો કેમ વિસરે,
જીવન જોયા વિના પ્રાણ તો નિસરે. ॥ ૧ ॥
વિયોગે રોગ તણી પીડા બહુ થાય છે.
પ્રભુવિના પલક તે તો કલ્પ જુગ જાય છે ॥ ૨ ॥
ઉદ્ધવ સગી તમારે દુખ દીધું ઘણું,
પેલા અમો પ્રોછયા નહી પ્રભુનુ કોમળપણુ ॥ ૩ ॥
ઘણી ઘણી ઘાત એહણે અમ સાથે કરી,
હવે મથુરા જઇને બેઠા શિશ છત્ર ધરી ॥ ૪ ॥
અમે આહીરડા એહવા મન ગમ્યા નહી,
લાજે ગોકુલ નાવે એહવુ ચિતમા સહી. ॥ ૫ ॥
આહીં કાળી કામળી ઓઢી દુખ પામ્યા હશે
હવે હરી હેમ વસન ધરિ તહાં સુખીયા હશે ॥ ૬ ॥

સ. ૬૩

શામળીયો શીદને આવે રિસ રૂદે થશે,
વાલાજીને વ્રજમા બીજુ કોણ વાલુ હશે ॥ ૭ ॥

એહના માત તાત માટે તમને મોકલ્યા,
અમારા કોણ સભારે ગુણ ભુડા ભાલા. ॥ ૮ ॥

પેલી બહુ પ્રીત કરી દ્વાર ન મુકતા,
હવે તો હેત ઉતાર્યું ફરી નથી ઢુકતા ॥ ૯ ॥

એહવે એક આવ્યો મધુકર ચતુરાને ચરણે નમ્યો,
તેહને તુછકાર કર્યો અલી શીદને ભમ્યો ॥ ૧૦ ॥

તારી વન વેલૂ મુકી મન વ્યાકુલ કરે,
કાળા હોય કુડે ભર્યા તેહનો સગ શું કરે. ॥ ૧૧ ॥

કાળાનો સગ કર્યો દુખ પામ્યા ઘણું,
કાળાનુ વીખ વલે નહી કારણ કાળાતણું ॥ ૧૨ ॥

ગી.

અમને અત્રે કરી કૃષ્ણ મથુરા ગયા,
મનમા મેર ન આવી હીન ઝાઝા થયા ॥ ૧૩ ॥

ઉધ્ધવ એટલુ કહેજો અમારી વતી,
ઘણી ઘણી અરજ કરી વળી તમારી વતી ॥ ૧૪ ॥

તમારૂ રૂપ જોવાને એ તલપી રહ્યા,
જીભાયે જશ ગાઇને ઘણુ ઘેલા થયા. ॥ ૧૫ ॥

શ્રવણે સુણવા શબ્દ ઘણુ ઘણુ ચાહે છે,
હસ્ત હરિ સેવા કરવા અતિ અકળાય છે ॥ ૧૬ ॥

તન મન તમને સોપ્યુ રહ્યા પણ રોઇને,
હરિવિના અવર બીજુ ગમે નહિ ગોપિને ॥ ૧૭ ॥

॥ સાખી ॥

તમવિના અવર ગમે નહિ ગોપિને ગોવિંદ,
ભાવ કરીને ભેટીયે ઉપજે અતિ આનંદ. ॥ ૧૮ ॥

મોર મુગટ મસ્તક ધર્યો કુંડલ ઉર વર માળ,
અમને દરસન દિજીયે નટવર રૂપ વિશાળ. ॥ ૧૯ ॥

## ॥ વિશ્રામ ॥ ૧૭ ॥

એક સમે રજની ઘણી નંદ નાવા ગયા,
વરૂણ જળ નહાતાં તેણે નંદ ગાઢ ગ્રહ્યા ॥ ૧ ॥
કેડે શ્રીકૃષ્ણ ગયા છોડાવ્યા નંદને,
વરૂણે પ્રેમે પ્રીતે પુજ્યા ગોવિંદને ॥ ૨ ॥
નંદે તે નજરે દીઠું હવે પૂજુ હું હરી,
પુત્રનોયે પ્રભુ એ તો વાત નિશ્ચે કરી ॥ ૩ ॥
યહાં થકી ઉઠયા જ્યારે બારણે આવિયા,
મોહને માયા પ્રેરી ભાવ ભુલી ગયા ॥ ૪ ॥
એહવા અપાર ચરિત્ર અમો દિઠા સહી,
માટે પ્રિત અચલ એશુ ટાળી તે ટળે નહિ ॥ ૫ ॥
ગોપિની પ્રેમ કથા ઉદ્ધવે સાભળી,
જરા અભિમાન હતુ તે તો ગયુ ગળી ॥ ૬ ॥

અહો મહા ભાગ્ય ગોપિ પરમ પ્રીયા હરિ,
ધન્ય ધન્ય વિરજ તમારી સર્વે સુંદરી. ॥ ૭ ॥
તારૂણી ટેક તમારી સર્વેથી સાર છે.
સુંદર સ્વરૂપ સાથે નેહ નીરધાર છે ॥ ૮ ॥
ઉધ્વ કહે અબળા તમો ઘણા ગુણવંત છો,
પ્રીતે પ્રવિણ પુરા સઉ સાવધાન છો, ॥ ૯ ॥
પ્રેમ કટાક્ષ કરી વશ કર્યા નાથને,
સદા છે પ્રસન્ન હરિ સઉ વૃજ સાથને, ॥ ૧૦ ॥
કૃતારથ અમો થયા ગોકુળ આવતે,
અલોકિક લાભ હુઓ તમ દરશન થતે. ॥ ૧૧ ॥
વૃંદાવન વૃક્ષ વેલી સહુ રસરૂપ છે,
કારણ કેઇ ન જાણે કૃષ્ણ સ્વરૂપ છે. ॥ ૧૨ ॥
ઉધ્વ કહે આજ્ઞા આપો સર્વે સુંદરિ,
મધુપુર જાવા માટે મન ઇચ્છા ધરિ. ॥ ૧૩ ॥
પછે વૃજનાર વદે ઉધ્વજી આવજો,
એકવાર અલબેલો તેડી અમ પાસે લાવજો ॥ ૧૪ ॥

પછે નંદ જશોદાજીએ કર જોડી કહ્યુ,
હવે હરી મલવા મારે મન ચચલ થયુ ॥ ૧૫ ॥
પછે જસોદાજી બોલ્યા ઉધવ સાભળો,
બહુ દિન થયા દિઠા નથિ સંકરષણ સામલો ॥ ૧૬ ॥
મારે મન ઇછા એહવિ કુવર કેહવા હશે,
જુગલ સુત જોઇશુ જારે સુખ સાંના થશે. ॥ ૧૭ ॥
એક વાર મારિ બાના મુખમા નિહાલિયુ,
ત્રણ તહા ભોવન દિઠા અચરજ ભાલિયુ ॥ ૧૮ ॥
ઇદ્ર રવિ ચદ્ર તાળ અજ ઉમિયાપતિ,
નવખડ મુખમાં નિહાલા એહવિ એહનિ ગતિ ॥ ૧૯ ॥
પછે પ્રણામ કરિ ઉધવ ઓચરે,
તમારા ભાગ્ય ભલા સાઉ કિરતિ કરે ॥ ૨૦ ॥
જસ જુગમા ફેલિ ચતુરદસ લોકમા,
ભકત આનંદ પામ્યા પાપિ પડયા સોકમા ॥ ૨૧ ॥

॥ સાખી ॥

અસુર પડયા શોકમા સુખ પામ્યા બહુ સંત,
પ્રગટ પુરણ બ્રહ્મનુ ભક્તવચ્છલ ભગવત ॥ ૨૨ ॥

ભુમિ ભાર ઉતારના દુષ્ટ તણુ સિર કાલ.
સુખદાયક સદા સતને પ્રભુ પુરણ પ્રેમ દયાળજી ॥૨૩॥

## ॥ વિશ્રામ ॥ ૧૮ ॥

ઉધ્વવ આજ્ઞા માગિ ઉઠયા આનદમા,
જઇ નિજ રથે બેઠા મન ગોવિદમા. ॥ ૧ ॥
ઉધ્વવને અબલા સહુ કરે આ વિનતી,
વાલાજીને વિનયે કરી કહેજો ઘણિ વિનતિ ॥ ૨ ॥
વિવેક જ્ઞાને તમો ઘણાં ગુણવત છો,
તમારો મહિમા મોટો સિરોમણી સત છો. ॥ ૩ ॥
તમારા દર્શન થકી દુકૃત સહુ ટળે,
તમારી કૃપા જેહને કૃશ્ન તેહને મલે ॥ ૪ ॥
ઉધવ કહે અબલા તમો આનદ રૂપ છો.
ત્રિલોકમા તારૂણી તમો પરમ અનુપ છો, ॥ ૫ ॥
વ્રુજ રજ ઉધ્વવ વદે નિદ નિજ દેહને,
ધન્ય ધન્ય દ્રુમ વેલી કૃપા ઘણિ એહને ॥ ૬ ॥

સ. ગોપિની ચરણ રેણુ ઉણુ ઉડિ લાગે અંગને,
તેણે કિરતાર્થ કહીયે પામ્યા સત્સંગને ॥ ૭ ॥ ગી

૬૯ ઉધવે સીસ નમાવ્યું ગોકુળ ગામને,
હરીનુ રમણ જાણિ નમ્યા તે ઠામને. ॥ ૮ ॥
પછે પોતે પંથે પળીયા રૂદ રંગ છાય છે,
વસુધા વૃજની જોતાં આનંદ થાય છે. ॥ ૯ ॥
ઉધવજી ઉલટ ભરી મધુપુર આવિયા,
જઇ હરી ચરણે નમ્યા ભિદર ભાવિયા, ॥ ૧૦ ॥
ગોપિનિ પ્રેમકથા સહુ માંડી કહી,
ધન્યધન્ય જુવતિજન રસમા છાકિ રહિ. ॥ ૧૧ ॥
જસ વૃજ જુવતિ કેરો જીભાયે શુ કહુ,
મંદમતિ મારી માટે મહિમા નવ લહુ. ॥ ૧૨ ॥
એહવી કૃપા કરશો કયારે મુજપર નાથજી,
અખંડ એક વૃતિ સદા તમ સાથજી ॥ ૧૩ ॥
કૃષ્ણ વિના નજરે નાવે એવી દશા એમની
સમોવડ કોણ કરે સિમા રસ પ્રેમની ॥ ૧૪ ॥

॥ સાખી ॥

સમોવડ કોણ કરે એહુવિ વૃજનાર છે,
એક ટેક શ્રીકૃષ્ણ સાથે પ્રેમ પ્રિત્ય અપાર છે ॥ ૧૫ ॥
હરિ વિયોગે શરિર મુકે પુષ્ટ થાયે હરી જોઈને,
ઉધવ કહે તેહને દરશન દીજીયે રહ્યા ચરણ ચિત પ્રોઈને

॥ વિશ્રામ ॥ ૧૯ ॥

પછે શ્રી કૃષ્ણ કહે જથારથ જાણજો,
ઉધવજી વચન અમરા સત્ય પ્રમાણજો ॥ ૧ ॥
મારૂ નિજ સ્વરૂપ તે તો વૃન્દાવનમા ફરે,
વૃજજન વિહાર લીલા નિત્ય નવલી કરે ॥ ૨ ॥
વૃન્દાવન અખંડ ભોમિ અખંડ રાસ છે,
અખંડ અબલા સઉ અખંડ વિલાસ છે. ॥ ૩ ॥
સદા સુખસાગર સોભા તે તો વન્દાવનમા,
નિતનિત કેલ કરૂ અધિક આનન્દમાં ॥ ૪ ॥
ગોપિ મન માહારે વિષે ગોપી વિષે હુ રહયો,
ઉધવજીની ભ્રાન ભાગી ઉત્તર શ્રી કૃષ્ણે કહયો ॥ ૫ ॥

સ. ગી

૭૧

એહવી શ્રીકૃષ્ણ લીલા જે કોઇ જન સાભળે,
અનન્ય ભાકત આવે સશે સાહુ ટળે ॥ ૬ ॥
જાહેર હરી ભકિત આવે પ્રગટે પ્રેમ દશા,
તારે શ્રીકૃષ્ણ કેવળ તેહને રૂદે વસા. ॥ ૭ ॥
વસે હરી હૃદય તેહને ગોપી સવાદથી,
જાડી કર પ્રિતમ કહે ગુરૂ પ્રસાદથી ॥ ૮ ॥
હરીની અપાર લીલા અગમ અગાધની,
પીવાનો પ્રેમ થયો ગુરૂ પ્રસ દથી, ॥ ૯ ॥
હરી ગુરૂ સતતણી શુભ કૃપાયે કરી,
સ્નેહે સરસ ગીતા આનંદે ઓચરી ॥ ૧૦ ॥
ઠાકાર કુજ બીહારી પ્રસિદ્ધ પ્રકાસ છે,
સદેસરમાહે સદા આનદ વિલાસ છે. ॥ ૧૧ ॥
તેહને ચરણે નમી હરી કથા કહી પ્રીત્યસુ
સાધુને સગે મલિ ગાઇ રસ રિત્યસુ ॥ ૧૨ ॥
સવત ૧૮ વિષે વિસિ છે વિષ્ણુની,
એકત્રીસ અસાઠ સુદ લીલા કહી કૃષ્ણની ॥ ૧૩ ॥

તૃતિયા ચંદ્રવારે કથા પુરી થઇ,
પ્રેમિને પ્રિયે અતિ ગીતારસ ગુણ મઇ. ॥ ૧૪ ॥
પતિતને પાવન કરે એહવા ગુણગ્રામ છે,
ચોપાઇ છે ચાગસે નવ વિશ્રામ છે. ॥ ૧૫ ॥
શીખે ગાયે સાભળે ભાવે મોટા ભાગ તેહના
તેહને હરી કરૂણા કરે ટળે દુખ દેહનાં ॥ ૧૬ ॥

॥ સાખી ॥

હરીગુણ ગાતા હેતસુ ઉદ્ધર્યા અધમ અનેક,
પ્રીતમ પલક ન છાડીયે હરી કીરતનની ટેક.. ॥ ૧૭ ॥
તીલક છાપ તુલસી કંઠે મુખ ગોવિંદ ગુણ ગાય,
પ્રીતમપ્રાણિ પતીત હોયે પ્રેમ પુનીત થાય તે થાય ૧૮ ॥

॥ વિશ્રામ ॥ ૨૦ ॥

ઇતી શ્રી બાવા પ્રિતમદાજી કૃત સરસ ગીતા સંપૂર્ણ

વાણીનો વેપાર જગતમાં વાણીનો વેપાર,
જો વાણીથી મીઠ વદાયે, જીત થઈ નીરધાર—જગતમાં૦
જો વાણીથી કડવુ વદાયે, તો તે જીવની હાર—જગતમાં૦
પણ વાણીથી હરીને ભજાયે તો તે બેડો પાર—જગતમાં૦

# વિનતી.

સર્વે ભાવિક બ્હેનોને નમ્ર વિનતિ છે કે શ્રી મુબઈ મધ્યે બાર ભાયા મહોલ્લામા નાગદેવી રસ્તા ઉપર સ્વરગવાસી શેઠ કલ્યાણજી રીનજીએ બધાવેલા શ્રી રામચદ્રજીના મદિરમા દરરોજ બપોરના કલાક ૩ થી ૪ સુધી શ્રી સદ્ધર્મ સુબોધ સ્ત્રીમડળ નામનુ સ્ત્રીઓનુ એક મડળ એકઠુ થાય છે જ્યા હમેશા નિતી ભક્તિથી ભરપુર ઉપદેશોનુ શ્રવણ કિર્તન થાય છે, અને તેવીજ રીતે સદરહુ મડળ તરફથી સાજના ૪ થી ૫ સુધી શ્રી માધવબાગમા પણ તેવોજ અમૂલ્ય સદબોધ મળે છે માટે ભાવીક બ્હેનોને અલભ્ય લાભ લેવા વિજ્ઞાપ્ત કરવામા આવે છે, તેમજ ઉપયુક્ત મડળ તરફથી શ્રી રામચદ્રના મદિરમા "**શ્રીરામ સ્ત્રી ઉપયોગી પુસ્તકાલય**" ખોલવામા આવેલ છે, અને તેમાથી દરેક બ્હેનોને પુસ્તકો વગર લવાજમે વાચવા આપવામા આવે છે, માટે તેનો પણ લાભ લેવા વિનતિ કરવા આવે છે

આ પુસ્તક નીચેને ઠેકાણેથી મળશે.

## ઠક્કર મોનજી લક્ષ્મીદાસ

ઠે૦—નલબજાર, ખોપરાની દુકાન,

મુ૦ મુંબઇ.

આ પુસ્તકની કિંમત અમુલ્ય છે એટલે સુપાત્ર જીજ્ઞાસુ સંત મહાત્મા તથા બ્રાહ્મણોને અમારી ૩ખ૨મા ભેટ તરીકે અર્પણ કરવામા આવશે પરંતુ કોઈપણ સંસારી ભક્ત હરીજન મંગાવશે તેના પાસેથી પ્રત ૧ ની કીંમત રૂ ૦–૨–૦ બે આના તથા ટપાલ ખર્ચ બદલ રૂ. ૦–૦–૬ છ પૈ જ્યાદે લેવામા આવશે અને એવી રીતે આવેલુ મુલ્ય ધર્માદા કામમા વપરાશે

તા૦ ૮ મી અકટોબર સને ૧૯૨૪ સંવત ૧૯૮૦ ના આસો સુદી ૧૦ મંગળવાર—મુંબઈ